નહિ જેવો જ ફાળો આપી શકશે અને વસ્તુસ્થિતિ તો એવી છે કે સાધારણ રીતે આ ઉદ્યોગો હમેશાં વ્યવસ્થિત ઉદ્યોગોની સામે વધતી જતી હરિફાઈમાં ટકી શકશે નહિ. સામાન્ય રીતે એમ કહી શકાય કે ખેડુતો જુદા જુદા પાક કરે અને વધારે પકવે એમાં જ તેમના પ્રશ્નોનો મુખ્ય નિકાલ રહ્યો છે. ટુંકામાં, ગામડાંમાં ઉદ્યોગો સ્થાપીને ગ્રામપ્રજાની સ્થિતિ સુધારવા માટે ઘણો જ ઓછો અવકાશ છે."

હિન્દુસ્તાન જેવા ખેતીપ્રધાન દેશમાં ખેડુતો ફાજલ સમયમાં કરી શકે એવા ગૃહ-ઉદ્યોગો સ્થાપ્યા સિવાય છૂટકો નથી એ હવે દિવસે દિવસે વધારે સ્પષ્ટ થતું જાય છે. તે સિવાય ખેડુતોને જીવવું જ મુશ્કેલ થઈ પડશે. સાથે પાકો માલ તૈયાર કરવાના ઉદ્યોગો પણ દેશમાં વધવા જ જોઇએ. પરંતુ પરદેશોથી આવતો કરોડોનો માલ હિંદનાં બજારોમાં ખડકવાનો અભિલાષ હોય ત્યાં બીજું શું થાય? ઉંદર બિલાડીનો મેળ શી રીતે ખાય?

ખેતી ઉપરનો બોજો ઓછો કરવા કમીશનની એક સૂચના એવી છે કે જ્યાં વધારે વસ્તી હોય ત્યાંથી લોકોને ઓછી વસ્તીવાળા ભાગોમાં જવાની અનુકૂલતા કરી આપવી અને કેટલાકને બ્રિટીશ સંસ્થાનોમાં વસાવવા. પણ ઘર છોડીને બીજા પ્રદેશમાં વસવું કેટલું મુશ્કેલ છે અને ખાસ કરીને તેને અંગે કેવા ગંભીર રાજકીય પ્રશ્નો ઉપસ્થિત થાય છે તે જાણીતી વાત છે. કમીશને જણાવ્યું છે કે બ્રિટીશ મલાયામાં ૨૦ લાખ જેટલા માણસો ગોઠવાઈ શકે. દલીલની ખાતર સ્વીકારીએ કે આ વ્યવસ્થા થઈ શકે તો પણ તેથી ખેડુતોને કેટલી રાહત મળવાની? સાત કરોડ ખેડુતો ઉપર બાર કરોડ આધાર રાખનારા માણસો છે. તેમના પ્રશ્નનો નિકાલ આ સૂચનાથી કેટલે અંશે આવવાનો? ખેડુતોને વધારાનો ઉદ્યોગ આપ્યા વિના અને હિંદમાં ઉદ્યોગો સ્થાપ્યા વિના બીજો આરો જ નથી. હિંદી પ્રજાના હક્ક જાળવીને બ્રિટીશ મલાયામાં હિન્દીઓને વસાવી શકાય તો એ સૂચના અમલમાં મૂકવા જેવી છે પરંતુ તેથી રોગનો ખરો ઉપાય થવાનો નથી. એ બધાં ઉપર ઉપરનાં થીંગડાં છે.

આ પ્રમાણે તપાસતાં કમીશનની ભલામણોમાં બહુ સાર જણાતો નથી. તેમના કેટલાક વિચારો સારા છે અને તેનો લાભ કોઈ પણ સુધારક લઇ શકે છે પણ મુખ્ય વસ્તુ તો ભલામણો છે. જુદી જુદી જાતના ઉત્તમ વિચારો તો પ્રજા આગળ પડેલા જ છે. હિંદને વિચાર કરનારાઓનો તોટો નથી. કમીશને રજુ કરેલા વિચારોમાં ખાસ નવીનતા પણ નથી. પ્રજાને એ વિચારોની ખબર નથી એમ નથી, પણ એ કામ કેવી રીતે કરવું એ સવાલ છે. આવાં કામ માટે સરકાર તરફથી પોતાની જ પસંદગીના માણસોનું કમીશન નીમાય અને તે વિચારો કમીશન સ્વીકારે એટલે પ્રજા તો સ્વાભાવિક રીતે આશા રાખે કે તે દિશામાં સરકાર પોતાની પૂરેપૂરી શક્તિ અને નાણાં વાપરે એવી ભલામણ કમીશન કરશે. તેને માટે કમીશન યોગ્ય જોગવાઈ કરશે પરંતુ કમીશનની ભલામણોમાં આવું કંઇ જણાતું નથી. આપણે આ લેખમાં તેમણે કરેલી બધી ભલામણો જોઇ નથી પરંતુ ટાંકેલા વિચારોના એકંદર વલણ ઉપરથી કમીશનના બાકીના વિચારો અને ભલામણોનો સહેજે ખ્યાલ બાંધી શકાય છે. બીજા પ્રશ્નો ઉપરના તેમના વિચારો અવશ્ય લક્ષમાં લેવા જેવા છે પણ ભલામણોમાં એટલું જ અધુરાપણું છે એટલે ખેડુતના પ્રત્યક્ષ હિતની દૃષ્ટિએ કમીશનનું એકંદર કામ આશાજનક નથી. આપણે 'હિન્દુસ્થાન ટાઇમ્સ'ના શબ્દોમાં એટલું જ કહી શકીએ: "નિદાન સાધારણ રીતે બરાબર છે, પરંતુ રોગની ચિકિત્સા ઉપર ઉપરની છે અને કેટલીક જગ્યાએ તો સાવ અધુરી છે."

# વિચાર–નોંધ

## (૧) સંસ્થાનિક સ્વરાજ્ય વિ૦ સ્વતંત્રતા

છેલ્લી મદ્રાસની મહાસભા વખતે, મહાસભાની કારકીર્દિમાં પહેલી વાર ઠરાવ થયો કે હિંદી પ્રજાનું ધ્યેય સંપૂર્ણ સ્વતંત્રતા હોવું જોઇએ. ત્યારપછી સર્વપક્ષ પરિષદ તરફથી સ્વરાજ્યનું બંધારણ ઘડી કાઢવા પં. મોતીલાલ નહેરૂના પ્રમુખપણા હેઠળ સમિતિ નીમાઇ હતી તે સમિતિએ હિંદી પ્રજાને સંસ્થાનિક સ્વરાજ્ય જોઇએ છે એમ જણાવ્યું છે. મહાસભાની કાર્યવાહક સમિતિ અને સર્વપક્ષ પરિષદે આ વિચાર સ્વીકાર્યો છે. પં. જવાહીરલાલે તેના વિરોધરૂપે સ્વતંત્રતાનું હિમાયતી મંડળ સ્થાપ્યું છે. આ મંડળ સ્વતંત્રતા કેવી રીતે હસ્તગત કરવા માગે છે અને કેવું કામ કરે છે તે જોવાનું છે પરંતુ સ્વતંત્રતાના વિચારમાં ઘણું જોર રહેલું છે.

સંસ્થાનિક સ્વરાજ્ય એ હિંદને માટે સ્વાભાવિક આદર્શ હોઈ શકે નહિ. દરેક દેશે સ્વતંત્ર રીતે પોતાનો વિકાસ સાધવો જોઇએ અને પોતાની વ્યવસ્થા કરી લેવી જોઇએ. કોઈ દેશ બીજા દેશના હાથ તળે સદાને માટે રહેવા સરજાએલો નથી. સ્વતંત્રતાથી જ દરેક દેશનો સ્વાભાવિક વિકાસ થઈ શકે છે. બીજાના પડછાયામાં ઉછરવામાં કોઇ છોડ ખરાબર ખીલી શકતો નથી. આવી સ્થિતિ છે છતાં આપણા મોટેરાઓ પ્રજા આગળ સ્વતંત્રતાની વાત કરતા નથી પણ સંસ્થાનિક સ્વરાજ્ય લક્ષમાં રાખીને કામ કરવાની શિખામણ આપે છે. આનાં બીજાં કેટલાંક કારણો છે પરંતુ એક કારણ એ જણાય છે કે તેમનો જમાનો હવે બદલાતો જાય છે. તેમના વિકાસની હદ આવી ગઈ છે. તેઓ સરકારને અરજીઓ કરીને ધીમે ધીમે સુધારાઓ મેળવવાના યુગમાંથી સંસ્થાનિક સ્વરાજ્ય લેવાના વિચાર ઉપર આવ્યા છે. વધારે આગળ પગલું તેઓ કદાચ ન લઇ શકે. તેમના વિચારોને આગળ વધારવાનું કામ જુવાનોનું છે. દરેક જમાનો વિચારોમાં એમના જેટલો ફાળો આપી શકે અને દેશને આગળ વધારી શકે તોય બસ છે. અત્યાર સુધીના આપણા રાજકીય જીવનનો વિકાસ એ રીતે થયો છે. દરેક જમાનામાં પ્રજાના આગેવાનોએ થોડો નવો વિચાર આપ્યો તે લઇને પ્રજા આગળ ગઇ. તેમના પ્રત્યે સંપૂર્ણ માન છતાં તેમના બધા વિચારોને વળગી રહેવાનું પ્રજાએ યોગ્ય ધાર્યું નથી. દાદાભાઇએ હિંદની ગરીબાઇની સ્થિતિનું પ્રજાને ભાન કરાવ્યું અને હિંદની થતી લુંટ સ્પષ્ટ કરી તે વિચારનો પ્રજામાં પ્રચાર થયો પણ તેમના બીજા વિચારો પ્રજા સ્વીકારતી નથી. પાર્લામેન્ટમાં જઇને સુધારાઓ મેળવવાની ચળવળમાં તેઓ માનતા અને હિંદની ગરીબાઇ એ બ્રિટનના સ્વભાવથી વિરૂદ્ધ કાર્યોનું પરિણામ છે એમ તેઓ કહેતા. બ્રિટીશોની સારી લાગણી જાગૃત કરીને હિંદનું દુઃખ ઓછું કરી શકાશે એમ તેઓ આશા રાખતા. એ વિચારોનું આજે મહત્વ રહ્યું નથી. તે જ પ્રમાણે બ્રિટનના ઉદારમતવાદીઓની મહેરબાનીથી કે મજૂર પક્ષની શુભેચ્છાથી સ્વરાજ્ય મેળવવામાં જેઓ માનતા તેમણે બીજી રીતે ઉત્તમ કામ

કરેલું હોવા છતાં તેમના વિચારો પ્રમાણે કામ કરવામાં પ્રજાને વિશ્વાસ રહ્યો નથી. બિપીનચંદ્ર પાલ જેવાએ દેશની ઉમદા સેવા કરી હોય પણ આજે પ્રજાને એમ સમજાવે કે 'સંસ્થાનિક સ્વરાજ્ય એ સ્વતંત્રતા કરતાં રાજકીય દૃષ્ટિએ ઉંચા પ્રકારનું છે એટલું જ નહિ પરંતુ નૈતિક દૃષ્ટિએ ઉચ્ચ પ્રકારનું છે' તો એ વિચારોને પ્રજા કેવી રીતે સ્વીકારે? બધા પક્ષોનો મેળ કરવો હોય તો આટલું જ શકય છે એમ કહે તો સમજાય એવું છે, પરંતુ નૈતિક દૃષ્ટિએ પણ સંસ્થાનિક સ્વરાજ્ય શ્રેષ્ઠ છે એમ બહુ ઓછા સ્વીકારશે. તે જ પ્રમાણે એવો વખત આવતો જાય છે કે સંસ્થાનિક સ્વરાજ્ય મેળવવાની વાત કરવી એ જુના જમાનાની વાત ગણાય. એ દિશામાં પ્રયાણ શરૂ થઈ ગયું છે. ધ્યેયને જલદીથી પહોંચવું એ જુવાન વર્ગના હાથમાં છે.

કેટલાક સ્વતંત્રતાના વિચારને વ્યાવહારિક દૃષ્ટિએ ઉતારી પાડે છે. પણ કયા સમયે શું વ્યાવહારિક છે એનો આધાર સંજોગો ઉપર છે. આજે અવ્યાવહારિક હોય તે આવતી કાલે વ્યાવહારિક થઇ જાય. મુખ્ય આધાર કામ કરનારાઓ ઉપર છે. એ દૃષ્ટિએ પ્રજાની શક્તિનું માપ નીકળી શકે નહિ. કોને ખબર હતી કે બારડોલીના લોકો બહાદુરી અને દૃઢતાથી બરાબર લડશે. એટલે પ્રજા કેટલું કામ આપી શકશે એનો આધાર સંજોગો ઉપર અને પ્રજાના સેવકો ઉપર છે. જુદા જુદા આગેવાનો અંદર અંદર બાંધછોડ કરવા માટે ગમે તેમ સમાધાની કરે પરંતુ પ્રજા તૈયાર નથી, પ્રજામાં શક્તિ નથી, એમ ધારીને અમુક વિચાર અવ્યાવહારિક છે એમ માનવું એ ભૂલ છે. પોતાનામાં પ્રજાને દોરવાની શક્તિ ન હોય એટલે પ્રજા તે પ્રમાણે કામ કરવા તૈયાર નથી એમ કેટલાક માની બેસે છે. પણ પ્રજાને પોતાનું તન મન ધન અર્પણ કરવા આગેવાનો તૈયાર હોય તો પ્રજામાં એટલી સુપ્ત શક્તિ પડેલી છે કે તેને જગાડવામાં આવે તો ગમે તે આદર્શ માટે પ્રજા તૈયાર થઇ શકે.

વળી કામ કરવાની દૃષ્ટિએ કયો વિચાર પ્રજા આગળ રજુ કરવો વ્યાવહારિક છે તે પણ વિચારવા જેવું છે. સંસ્થાનિક સ્વરાજ્યની આશાએ પાર્લામેન્ટ તરફ નજર રાખી પ્રજા કામ કરે એ ઇચ્છવાયોગ્ય છે કે પાર્લામેન્ટને કરવું હોય તે કરે, આપણે સ્વતંત્ર થવાનું છે એ વિચારથી કામ કરે એ ઇષ્ટ છે?

પ્રજા સ્વતંત્રતા માટે તૈયાર ન થાય તો સંસ્થાનિક સ્વરાજ્યની આશા રાખવી એ જ અવ્યાવહારિક છે. જે ધ્યેયને લક્ષમાં રાખી કામ કર્યું હોય તેને પૂરેપૂરું ભાગ્યે જ પહોંચી શકાય છે. માગ્યું હોય તેનાથી હમેશાં ઓછું મળે છે. સંસ્થાનિક સ્વરાજ્ય લક્ષ્ય હોય તો ચળવળને અંતે તે પૂરેપૂરૂં ન મળે. તેથી લક્ષ્ય ઉંચું જ હોવું જોઇએ. પ્રયત્ન કરવાની દૃષ્ટિથી પણ લક્ષ્ય ઉંચું હોવાની જરૂર છે.

સંસ્થાનિક સ્વરાજ્યનો વિચાર કેટલે અંશે વ્યાવહારિક છે તે પણ વિચારવા જેવું છે. બ્રિટિશ રાજ્યનો પાયો નબળી પ્રજાઓના વેપાર ઉદ્યોગ ઉપર રચાએલો છે. બ્રિટનના કરોડો રૂપિયા હિંદમાં રોકાએલા છે. તેમના માણસોને અહીં ભારે નોકરીઓ મળે છે. તેમનો કરોડોનો માલ હિંદમાં ખપે છે અને તેમના લાખો મજૂરોને રોજી મળે છે. ટુંકામાં, બ્રિટનની સમૃદ્ધિનો ઘણો આધાર હિંદ ઉપર છે. આ સ્થિતિમાં તેમનું અને આપણું બન્નેનું હિત જળવાય એવું સંસ્થાનિક સ્વરાજ્ય મેળવવું એ ઉંદર બિલાડીનો મેળ કરવા

બરાબર છે. ઘોડો ઘાસ ખાશે કે ઘાસની દોસ્તી કરશે? ખરી રીતે તો હિંદનું હિત જળવાય એવું સંસ્થાનિક સ્વરાજ્ય મેળવવું અશક્ય જેવું લાગે છે. પણ ધારો કે પ્રજાની શક્તિને વશ થઇને બ્રિટીશ પ્રજા ન છૂટકે નમતું આપે તો પણ તે ક્યારે અને કેવી રીતે તથા તેનું પરિણામ શું આવે તે જોવું જોઇએ.

આ ચળવળનું એક પરિણામ એ આવે કે પ્રજા ખૂબ જોસથી પ્રયત્ન કરે અને આખું માંગ્યું હોય ત્યારે અડધું પણ મળે તો સંતોષ પામી જાય. કેટલાક બ્રિટીશ પ્રજાની ઉદારતાથી અંજાઇ જાય અને ચળવળ એક દાયકો લંબાય. ફરી ખૂબ મહેનત પછી પ્રજાની લાગણી જાગ્રત થાય ત્યારે વળી કંઇક મળે. આ પ્રમાણે બ્રિટીશ પ્રજાની અને તેમની સંસ્કૃતિની જડ દિવસે દિવસે વધારે બેસે અને હિંદી પ્રજા પોતાનું બધું ગુમાવીને બ્રિટનના હિતમાં રસ લેતી થાય ત્યારે કોઇ દિવસ સંસ્થાનિક સ્વરાજ્ય મળે. કદાચ એના જેવું કંઇક મળે. કારણ બ્રિટીશ પ્રજાનો હિંદમાં જે સ્વાર્થ છે તે સ્વાર્થ નાબુદ થઈ જાય તો સ્વતંત્રતા વિ૦ સંસ્થાનિક સ્વરાજ્યનો આગ્રહ બ્રિટીશ પ્રજા શા માટે રાખે? પોતાનું બધું હિત ગુમાવીને હિંદમાં રાજ્ય કરવાનું શા માટે ઇચ્છે? એટલે સંસ્થાનિક સ્વરાજ્યમાં પણ બારીઓ રહેવાની. તેમાં કદાચ નૌકા અને પરદેશો સાથેના સંબંધની ચાવીઓ પોતાના હાથમાં રાખે. દરમિયાન વેપાર ઉદ્યોગ પરનો તેમનો કાબુ મજબૂત કરવાની ચાવીઓ શોધાયા કરે. હિંદના બધા ઉદ્યોગો પરદેશીઓના હાથમાં જતા રહે ત્યારપછી કદાચ સંસ્થાનિક સ્વરાજ્ય મળે તો કામનું શું? આ ઉપરથી જણાય છે કે બ્રિટીશોનો હિંદમાં એટલો સ્વાર્થ છે કે તેઓ પોતાનું હિત જાળવ્યા વિના હિંદને વધુ સત્તા આપે એવી સ્થિતિ નથી. જ્યારે વધુ સત્તા મળશે ત્યારે તેમની જડ હિંદમાં બરાબર બેસી ગઈ હશે અથવા તો હિંદમાં એવું પરિવર્તન થયું હશે કે હિંદીઓ બ્રિટીશોની આંખે જ જુએ.

આવી સ્થિતિ આપણા રાજ્યકર્તાઓ ઇચ્છતા નથી એમ નથી. દ્વિ-શાહીના પુરસ્કર્તા લાયનલ કર્ટીસે જણાવ્યું હતું કે હિંદીઓ, કૅનેડા કે આયર્લંડના લોકોની પેઠે બ્રિટન તરફ લાગણી ધરાવતા થયા નથી તેથી તેમને વધારે હકો આપવામાં જોખમ છે. મોન્ટેગ્યુ સાહેબે કંઇક સહેરબાની બતાવી તે પણ તેમને નીચે પ્રમાણે ખાત્રી થઇ ત્યારે:—

"હિંદના શિક્ષિત લોકો સરકારનો ગમે તેટલો વાંક કાઢે તો પણ બ્રિટીશ તાજ પ્રત્યે તેમની સાચી વફાદારી છે અને તેમના પોતાના શબ્દો ઉપરથી સહેલાઇથી બતાવી શકાય કે તેઓ બ્રિટીશ રાજ્યનીતિના ઉચ્ચ આશયો સમજે છે અને તેની કિંમત આંકે છે. જર્મન લોકોના 'મારે તેની તલવાર'ના સૂત્ર પ્રત્યે અને નબળાને તાબે કરવાના વિચારો પ્રત્યે તેમને ત્રાસ અને તિરસ્કાર છૂટે છે અને આપણા મિત્રદેશોની શુદ્ધ રીતિની, જર્મન લશ્કર તથા ખલાસીઓએ જે જંગલી અત્યાચારો કર્યા છે તેની સાથે તેઓ વારંવાર સરખામણી કરે છે. . . . એવી સામાન્ય માન્યતા બંધાઈ છે કે હિંદ ઉપર વધારે વિશ્વાસ મૂકવા માટે અને તેને વધારે ઉદાર રાજ્યતંત્ર આપવા માટે હિંદે પોતાની લાયકાત પુરવાર કરી છે."

આ ઉપરથી જણાય છે કે હિંદીઓ બ્રિટનના દુઃખે દુઃખી થવા તૈયાર ન થાય ત્યાં સુધી સંસ્થાનિક સ્વરાજ્ય પાર્લામેન્ટ આપે એવી આશા રાખવી ફોકટ છે. લડાઇ વખતે

તો હિંદે સારી મદદ કરી હતી છતાં મોન્ટેગ્યુ સાહેબે હિંદીઓને પુરી પરીક્ષામાં પસાર કર્યા નહિ. હવે તો ગાંધીજી જેવા પણ કહે છે કે ફરીથી લડાઈ જાગે તો તેઓ આ સરકારને મદદ ન કરે. આ સ્થિતિમાં હિંદીઓને બ્રિટનના પ્રત્યે સદ્દભાવનું કેવું પ્રમાણપત્ર મળે ?

આપણા સમાજ જીવન ઉપર જે અસર થઈ છે અને થાય છે તે પણ ધ્યાનમાં લેવા જેવી છે. અત્યારે પરદેશીઓના જુના થઇ ગયેલા વિચારો અને કઢંગા રીતરિવાજો પાછળ આપણા ઘણા માણસો ઘેલા થએલા છે અને અંધ અનુકરણ કરે છે. હિન્દનું જુનું તે બધું નકામું એવું માનનારા પણ પડયા છે. જો બ્રિટન પ્રત્યે જ નજર રાખવાનો આદર્શ પ્રજા આગળ મૂકવામાં આવે તો આ જાતના વિચારો તરફ પ્રજાનું લક્ષ વધારે દોરાય. પરદેશી સંસ્કૃતિ અને રીતરિવાજોની અસર પ્રજા ઉપર વિશેષ પડે અને હિન્દનો વિકાસ પૂર્વની સંસ્કૃતિના પ્રતિનિધિ રૂપે નહિ પરંતુ બ્રિટનના પડછાયા રૂપે થાય. આ સંજોગોમાં પરદેશી રાજ્યની મહેરબાની ઉપર જીવીને સ્વત્વ ગુમાવવાનો વિચાર કરવો એ ઇષ્ટ છે કે 'પારકી આશ સદા નિરાશ' એ ધોરણે રહીને સંપૂર્ણ સ્વતંત્રતાનો જ વિચાર કરવો એ બરાબર છે ?

આમ જુદી જુદી દૃષ્ટિએ વિચારતાં સ્વતંત્રતા એ જ હિન્દનો સ્વાભાવિક અને વ્યાવહારિક આદર્શ હોઇ શકે. પ્રજા આગળ બીજી કોઇ વસ્તુ મૂકવી જોઇએ નહિ. પ્રજાની શક્તિની દૃષ્ટિએ અને કામ કરવાની દૃષ્ટિએ તથા ભવિષ્યના વિકાસની દૃષ્ટિએ એ જ આદર્શ સેવવા જેવો છે. તાત્કાલિક ધ્યેય તરીકે પણ પ્રજા આગળ સંસ્થાનિક સ્વરાજ્યની વાત મુકવી હિતકારક નથી. પોતાના મનના સાંત્વનની ખાતર આગેવાનો અંદર અંદર ભલે ગમે તેમ નક્કી કરે. પુસ્તકોમાં ફાવે તેમ લખી રાખે. પ્રજાને એ વિચારોમાં સંડોવવાની જરૂર નથી. એમ કરવું એ ભવિષ્યના કામને નુકશાનકારક છે. પ્રજા તો સ્વતંત્રતાને વિચાર સેવે એ ઇષ્ટ છે.

પણ કેવળ વિચાર કરવાથી સ્વતંત્રતા મળી જતી નથી એ ખાસ લક્ષમાં રાખવાની જરૂર છે. પ્રશ્ન એ છે કે સ્વતંત્રતા મેળવવી શી રીતે ? તેને માટે પ્રજામાં શક્તિ જગાડવી શી રીતે ? તેને માટે કોણ ખુવાર થવા તૈયાર છે ? મુખ્ય વસ્તુ અહોરાત સ્વતંત્રતા માટે કામ કરવાની છે. એ રસ્તો જો જુવાનો ઓળખી લે તો આ ચર્ચા જ વધારા પડતી લાગશે. કયું ધ્યેય સેવવા લાયક છે એનો બહુ વિચાર કરવાનું પણ નહિ રહે. પ્રજામાં કામ કરવા માટે એની બહુ જરૂર પણ નહિ લાગે. જેમને કામ કરવું છે એમને આવી ચર્ચાની શી જરૂર ? ગાંધીજી કહે છે તે પ્રમાણે 'સ્વરાજ્ય' શબ્દને વળગી રહે તો પણ શું ? છેલ્લાં આઠ વરસમાં એ શબ્દથી કામ ન થયું ? એ કામથી પ્રજા જેટલી સ્વતંત્રતા સમજતી થઈ છે તેટલી સ્વતંત્રતાના ઠરાવોથી નથી થવાની. ખરી રીતે તો સ્વરાજ્ય શબ્દ જ વધારે પસંદ કરવા જેવો છે. તેમાં સ્વતંત્રતા આવી જાય છે એટલું જ નહિ પરંતુ તે લોકભાષાનો રૂઢ શબ્દ છે. કોઇ તેનો જુદો અર્થ કરે તેથી શું ? છેવટે તો પ્રજાની શક્તિમાં જ સ્વરાજ્ય રહેલું છે. પ્રજા તૈયાર થશે તો આજે સંસ્થાનિક સ્વરાજ્ય નક્કી કરી રાખ્યું હશે તો નકામું જશે અને સ્વતંત્ર થયા સિવાય પ્રજા નહિ જંપે; અને જો પ્રજા તૈયાર નહિ હોય તો સ્વતંત્રતાનો ઠરાવ કરી રાખ્યો હશે તો પણ નકામો જશે. એટલે મુખ્ય વસ્તુ પ્રજાની તૈયારીની છે, પ્રજાની શક્તિની છે. એ શક્તિ પેદા કરવાના

રસિકને જેમ ઉતારી પાડયો છે તેમ આર્થિક અને ધાર્મિક જીવનના આદર્શોને જુદા પાડવાનો વિચાર પણ ઉતારી પાડવા જેવો છે. જોવાનું એ છે કે તે વિચારો જીવનમાં સ્વીકારવા જેવા છે કે નહિ અથવા તો ધાર્મિક અને આર્થિક સંઘવાદ વચ્ચે વિરોધ જેવું છે કે નહિ અને તેના અમલમાં કંઇ અનિષ્ટ થાય છે કે નહિ. આપણે આનો વિચાર કરીએ.

આર્થિક સંઘવાદનો મુખ્ય વિચાર વ્યક્તિ વિ૦ સંઘની માલેકીનો છે. ઉત્પત્તિનાં સાધનો ઉપર વ્યક્તિનો અધિકાર ન રહે એટલું જ નહિ પરંતુ પેદા થએલો માલ કઇ રીતે વાપરવો તેનો નિર્ણય સંઘની મારફતે થાય. દરેક માણસ તેની શક્તિ પ્રમાણે કામ કરે અને તેની જરૂરિયાત પ્રમાણે સમાજની વસ્તુઓ વાપરે. જે ધોરણે કેટલાક આશ્રમો ચાલે છે તેના જેવો આ વિચાર છે. સમાજમાં ઘણા આશ્રમો સ્થપાય અને એ સ્થિતિ સમાજવ્યાપક થાય એટલે સંઘવાદ ઉપર સમાજનું ધોરણ રચાયું એમ ગણાય. આ રીતે સંઘવાદના વિચારનો પાયો ધાર્મિક તેમ જ આર્થિક બન્નેમાં સરખો છે. હવે તેની એક યોજના લઇએ.

સંઘવાદી ફુરીઅરની યોજના એવી હતી કે ૨૫૦૦ માણસોના જુદા જુદા સંઘો સ્થપાય, દરેક સંઘની પાસે ૪૦૦ એકર જમીન હોય, તેમાં ખેતી અને ઉદ્યોગ થાય, તેમાથી બધા માણસો પોતાને જરૂરી અનાજ અને ચીજો પેદા કરે. કોઈ વધારે ચીજોની જરૂર પડે તો આપ-લે માટે સંઘો અંદર અંદર વ્યવસ્થા કરી લે. માણસો ઘણુંખરું એક રસોડે જમે અને પોતાની જરૂરિયાત પ્રમાણે સામાન્ય રીતે ચીજો વાપરે. જેમને જમવા તથા રહેવા માટે જુદી સગવડ જોઇએ તેમને જુદી સગવડ મળી શકે. જુદી જુદી જાતના કામ માટે મહેનતાણું ઓછું વત્તું હોય. જે કામ કરવામાં તકલીફ વધારે પડે એવું હોય અને જે કામ આવશ્યક હોય તેને માટે મહેનતાણું વધારે અને જે કામ ઓછી તકલીફથી અને આનંદથી થઈ શકે એવું હોય તેને માટે મહેનતાણું ઓછું. પણ દરેકને ઓછામાં ઓછું અમુક તો મળે જ. મૂડી આખા સંઘની ગણાય. જે આવક થાય તેમાંથી $\frac{3}{12}$ ($\frac{1}{4}$) મૂડીમાં જાય, $\frac{5}{12}$ કામદારોને મળે, અને $\frac{4}{12}$ વધારે ઉપયોગી કામ કરનારાઓને મળે. વગેરે. *

આવી યોજનાઓ બીજા સંઘવાદીઓએ પણ કરેલી છે તેમાં ધાર્મિક સંઘવાદની જોડે કોઈ જાતનો વિરોધ નથી જણાતો.

સંઘવાદની આ જાતની ચર્ચા કોઇને અસ્થાને લાગે કારણ કે સરકાર સંઘવાદનો નહિ પરંતુ બોલ્શેવીઝમનો ભય બતાવે છે અને બોલ્શેવીઝમનો પ્રજાને જેટલો ભય લાગે છે તેટલો સંઘવાદનો નથી લાગતો; પરંતુ વાસ્તવિક રીતે જોતાં બોલ્શેવીઝમ એ રૂશિયન સામ્યવાદ× છે અને સંઘવાદ એ સામ્યવાદ કરતાં એક ડગલું આગળ છે. સામ્યવાદમાં ઉત્પત્તિનાં સાધનો સમાજ હસ્તક કરવાનું ધ્યેય હોય છે ત્યારે સંઘવાદમાં ઉત્પત્તિનાં સાધનો અને ઉપભોગનાં સાધનો બન્ને સમાજ હસ્તક કરવાનો વિચાર હોય છે એટલે

* આમાં આવકની અમુક ધોરણે વહેંચણી કરવાનું જણાવ્યું છે એટલી ફુરીઅરના સંઘવાદની ખામી છે.

× Socialism.

સંઘવાદ સ્વીકારયા જેવો હોય તો બોલ્શેવીઝમ તેમાં જ આવી જાય છે. લેનીને પણ પોતાની યોજનાનાં બે વિભાગ પાડ્યા હતા: (૧) ઉત્પત્તિનાં સાધનોમાં ખાનગી મિલ્કત ન રહે. દરેક માણસ કંઈક ઉપયોગી કામ કરે અને તેના પ્રમાણમાં તેને ઓછી વત્તી આવક થાય; (૨) શારીરિક અને માનસિક મહેનત વચ્ચે ભેદ ન રહે. અને દરેકને પોતાની જરૂરિયાત પ્રમાણે વસ્તુઓ વાપરવા મળે. રૂશિયામાં આમાંથી પહેલી સ્થિતિ લાવવા માટે પ્રયત્ન થયો છે અને બીજી સ્થિતિએ પહોંચવું એ તેનું ધ્યેય છે. પહેલી સ્થિતિને આપણે બોલ્શેવીઝમને નામે ઓળખીએ છીએ ત્યારે બીજી સ્થિતિ એ સંઘવાદની છે. આ પ્રમાણે વિચારની દૃષ્ટિએ બોલ્શેવીઝમ કરતાં સંઘવાદ વધારે આગળ જાય છે. આજે દરેક રાષ્ટ્ર થોડે ઘણે અંશે તે વિચારોનો અમલ કરે છે. જાહેર બગીચાઓ, રસ્તાઓ, પાણી અને પુસ્તકાલયો વગેરે માટે પૈસા કોઈ આપે અને ઉપયોગ બધાં કરે એ એક જાતનો સંઘવાદ નહિ તો શું છે ? વારસામાં મળેલી મિલ્કત ઉપર સરકાર ભારે કર નાખે અને વધારે આવકવાળાઓ પાસેથી વધારે કર લે એ ખાનગી મિલ્કતનું નિયમન નહિ તો શું છે ? એને આગળ વધારીએ તો સંઘવાદ થઈ જાય. ત્યારે એ વિચારોના પ્રચારથી બધું ઉંધું વળી જશે અને અનિષ્ટ થશે એમ માનવાનું શું કારણ છે ?

કોઈ એમ કહી શકે કે આ વિચારોને અંગે મારામારી કરવાની જે વૃત્તિ રહેલી છે તે ઇષ્ટ નથી અને તેથી તે વિચારોનો પ્રચાર થવા દેવો જોઇએ નહિ. પણ બરટ્રેન્ડ રસલે કહ્યું છે તેમ હિંસા આવી ચળવળોનું અનિવાર્ય અંગ નથી એટલે જેમ સ્વરાજનો વિચાર હિંસાના ભયથી ન અટકાવી શકાય તેમ આ વિચારો પણ ન અટકાવી શકાય. અને જે સરકાર હિંસા ઉપર નભી રહી છે તે અહિંસાનો બોધ કેવી રીતે આપી શકે ? પ્રસંગ પડ્યે હજારોનું ખૂન રેડવા માટે સરકાર દર વરસે લશ્કરી ખાતા પાછળ કરોડોનું પાણી કરે છે. ગઈ લડાઈમાં લાખો મરાયા અને આખું સામ્રાજ્ય લડાઇઓ ઉપર સ્થપાયું છે એટલે હિંસાનો નૈતિક ભય સરકારને હોય નહિ. વળી બ્રિટીશ રાજ્યે હિંદના વેપાર ઉદ્યોગ માટે કેટલી દરકાર રાખી છે ? આપણાં સામાજિક બંધનો અને ધાર્મિક વિચારો કેટલે અંશે જાળવી રાખ્યા છે ? એને છિન્નભિન્ન કરવા માટે બ્રિટીશ રાજ્ય કરતાં કોણ વધારે જવાબદાર છે ? આ સ્થિતિમાં હિંદના વેપાર ઉદ્યોગ કે ધર્મના રક્ષક તરીકે સરકારને બોલવાનો અધિકાર હોય નહિ. કાયદો પસાર કરાવવા માટે ઉભી કરેલી એ બધી શબ્દજાળ છે. એમાં બતાવેલો ભય ખોટો છે. સરકારને નથી પડી અહિંસાની કે નથી પડી હિંદના ધર્મની કે વેપાર ઉદ્યોગની. સંઘવાદનો ભય ખરી રીતે છે સામ્રાજ્યવાદી દેશોને. બધા સામ્યવાદીઓ, બોલ્શેવીકો અને સંઘવાદીઓ સામ્રાજ્યવાદના વિરોધી હોય છે એટલે શ્રી૦ રંગા આયરે જણાવ્યું હતું તે પ્રમાણે ‘ સરકારને એકલા સામ્રાજ્યવાદીઓ હિંદમાં જોઇએ છે.’ નવી ઔદ્યોગિક વ્યવસ્થા થાય તો તેમાં સામ્રાજ્યો હાલના રૂપમાં રહે નહિ અને જે ધોરણે વેપાર ઉદ્યોગ ચાલે છે તે તૂટી પડે. બ્રિટનના વેપાર ઉદ્યોગને જુદું સ્વરૂપ લેવું પડે અને સામ્રાજ્યવાદનો મૃત્યુઘંટ વાગે. આથી બોલ્શેવીઝમ અને સંઘવાદનો ભય હિંદને નથી પણ સામ્રાજ્યવાદને છે. હિંદને તેથી કશું ખોવાનું નથી. લાંબી દૃષ્ટિથી વિચાર કરીને પારકા દુઃખે સુખી થવાની લાલસા બ્રિટન છોડી દે તો તેને પણ કંઇ ભય નથી.

વિ૦

# નોંધ

આ અંક નાટક સંબંધી ખાસ અંક કરવાની ઈચ્છા હતી. પણ સાહિત્ય પરિષદની તારિખો આગળ ગઇ અને તેથી સાહિત્ય પરિષદનાં અને તેટલાં ભાષણો વાચકોને પહેલાં મળે માટે આમાં એ ભાષણો મુખ્યત્વે છાપ્યાં છે. હવે નાટક અંક ક્યારે પ્રસિદ્ધ કરીશું તેનો આધાર આવતા અંકોમાં પરિષદ અને તે પછી મહાસભા કેટલી જગા રોકે છે તેના પર છે. અને નાટકનો વિષય જો કે ઘણો જ અગત્યનો છે છતાં સાહિત્ય અને રાજકારણની આ પરિષદોની ચર્ચાને તે તે પ્રસંગે પૂરતો અવકાશ આપવો જોઇએ.

આ સાથે પ્રસ્થાનનું ત્રીજું વર્ષ પૂરૂં થાય છે. આ વર્ષમાં અન્ય લેખકોએ સહકાર આપી 'પ્રસ્થાન'નું વૈવિધ્ય વધાર્યું છે તેને માટે તેમના આભારી છીએ. આ વર્ષમાં ગ્રાહકોએ પણ સારૂં ઉત્તેજન આપ્યું છે તેની સાભાર નોંધ લઇએ છીએ અને તે પ્રમાણે આવતું વર્ષ સંખ્યા વધતી રહે તો 'પ્રસ્થાન' પગભર થઇ તેની આર્થિક ચિંતાથી અમને મુક્ત કરે.

આ વર્ષ 'પ્રસ્થાન'ના લોકચર્ચા, જ્ઞાનગોચરી સ્વૈરવિહાર, નોંધ વગેરે ચાલુ વિભાગોને સંગીન કરવાના અમારા પ્રયત્નની તેમ જ બારડોલી, પારસી ભાઇઓ સંબંધી સાહિત્ય વગેરેના ખાસ અંકોની વાચકવર્ગે કદર કરી છે તે નોંધતાં ઘણો જ સંતોષ થાય છે. વાચકવર્ગમાંથી એક બે ભાઇઓએ લોકચર્ચા આપવા કૃપા કરી છે તે પ્રમાણે આખા ગુજરાત અને બૃહદ્ ગુજરાતમાંથી અમને હકીકત મળતી રહે તો એ વિભાગ વધારે ઉપયોગી અને માહીતીપૂર્ણ થઈ શકે. સામાજિક સ્થિતિ એક બે વિચારકોના પ્રયત્નથી નહિ પણ સમસ્ત સમાજના વિચાર અને મનનથી જ સુધરી શકે. અને એ વિભાગમાં ભાષાની શૈલી કે સુંદરતા કરતાં હકીકતની સત્યતા અને મનન કે અભ્યાસ વધારે જરૂરનાં હોવાથી ઘણા ગુજરાતી ભાઇઓ ધારે તો અમને મદદ કરી શકે એમ અમારૂં માનવું છે.

આવતા વર્ષમાં પ્રેમાનંદનો હાસ્યરસ, સરસ્વતીચંદ્રનું માનસ વગેરે અધૂરી રહેલ લેખમાલા પુરી કરવાની તથા ' શાકુન્તલ ' ' રાઘનો પર્વત ' વગેરેનો અભ્યાસ વાચકો સમક્ષ રજુ કરવાની અમારી ઉમેદ છે. બોલશેવિઝમ અને જગતનાં બીજાં રાષ્ટ્રોનાં રાજતંત્રોની ચર્ચા, ઇતિહાસના વીરપુરુષોનાં જીવનચરિત્રો કે ઇતિહાસના રહસ્યપૂર્ણ બનાવોની ચર્ચા, તેમ જ નવીન જ્ઞાનનો પ્રકાશ પાડતાં પુસ્તકોનું રહસ્ય પણ ગુજરાતના વાચકવર્ગ આગળ રજુ કરવાની ઉમેદ છે. પણ આ સર્વ ઉમેદ છે અને ઉમેદ અને કાર્યની વચ્ચે થોડો તફાવત રહી જાય છે એ યાદ આપીને અમે અમારા વાચકવર્ગને ખાત્રી આપવા માગીએ છીએ કે જો તેમનો સહકાર અને ઉત્તેજન ઉત્તરોત્તર વધતાં જશે તો યથાકાલ આ સર્વ કરી શકીશું. અને એ શુભેચ્છા સાથે અમારા વાચકોની સંગતિના હર્ષ સાથે આ અસીમ કાલનું એક પગથિયું ચઢીએ છીએ.

काले मनः काले प्राणः काले नाम समाहितम् ।
कालेन सर्वा नन्दन्त्यागतेन प्रजा इमाः ॥ अथर्ववेद.

કાલમાં મન, કાલમાં પ્રાણ, કાલમાં નામ મૂકાયેલું છે. કાલ આવતાં આ સર્વ પ્રજાઓ આનંદ પામે છે. वैदिकपाठावली पृ. १६६, ३१८.